પ્રકારનાં પુસ્તક પુસ્તિકાઓ ફેલાવવા પાછળ તન મનથી અથાક શ્રમ લેવાની સાથે ધનથી પણ જે લાખો કરોડોનો ખર્ચ કરી રહ્યા છે; તે આટલું બધું પ્રસિદ્ધ હોવા છતાં પણ આપણા પોતાનાજ દેશના અને પોતાનાજ ધર્મના લોકોની આવા પ્રકારની સેવા માટે આપણાજ દેશના અને આપણાજ ધર્મના ઉદારાત્માઓ તરફથી આવશ્યક આર્થિક સગવડ મેળવવાનું અશક્ય તો નજ કહેવાય.

ઋષિમુનિઓની પદરજને પૂજનાર જે ધર્મપ્રાણ હિંદુસંતાનો તીર્થયાત્રા તથા સાધુ બ્રાહ્મણોની સેવા પાછળ હાલની અવદશા વચ્ચે પણ વર્ષોવર્ષ અબજોનો ખર્ચ વેઠી રહ્યા છે; તેમની પાસેથી તેમનાં પોતાનાંજ સંતાનો, પાડોશીઓ, અને જ્ઞાતિજનો માટે, તથા તેમને કમાણી કરી આપનારાં ગરીબ અજ્ઞાન મનુષ્યોની સેવા માટે આવી એકાદ યોજના માત્ર વ્યાજમાંથીજ નભ્યા કરે તેટલી સ્થાયી આર્થિક સગવડ મેળ-વવાનું પણ અસંભવિત નજ ગણાય.

જ્યાં સુધી આવાં કામો એવા સ્થાયી અને મોટા પાયા ઉપર ઉપાડી પાર પાડનાર નીકળી આવે નહિ; ત્યાં સુધી એ દિશામાં પણ થોડુંઘણું થાય તે કરવાના હેતુથી આ "જ્ઞાનયજ્ઞ" ની યોજના ચાલુ કરવામાં આવી છે.

આ જ્ઞાનયજ્ઞની પ્રથમ આહુતિ તરીકે પવિત્ર ભગવદ્‌ગીતાના સારાંશરૂપ ૧૮ મા અધ્યાયની એટલે કે "એકાધ્યાયી ગીતા" ની સવા લક્ષ પ્રત તરતમાં (સં. ૧૯૭૯ના પુરૂષોત્તમ માસમાં તેમજ શ્રાવણ માસમાં મળીને ) વિના મૂલ્યે વહેંચી દેવામાં આવશે.

દરેક વર્ષના ચાતુર્માસમાં તેમજ જ્યારે પણ અનુકૂળતા મળશે ત્યારે ત્યારે આ "એકાધ્યાયી ગીતા" બીજાં વધારે માણસોમાં ફેલાવી શકાય; તથા બીજાં પણ જુદી જુદી ઉપયોગી બાબતોને લગતાં નાનાં નાનાં ચોપડી ચોપાનીયાં વખતો વખત મોટી સંખ્યામાં ફેલાવી શકાય; તેટલા સારૂ આ જ્ઞાનયજ્ઞને લગતું ફંડ સદાને માટે ખુલ્લું રહેશે.

આશા છે કે જ્ઞાનપ્રચારનો મહિમા સમજનારા સજ્જનો આ પુણ્ય કાર્યમાં વખતોવખત આર્થિક સહાય આપવાની તેમજ પ્રત્યેક શુભાશુભ પ્રસંગપર આ ફંડને યાદ કરવાની ફરજ સમજશે.

આ કોષમાં કમમાં કમ ચાર આના સુધીની રકમ લેવાશે અને દરવર્ષે જે રકમ ભેગી થશે, તેમાંથી સારાં સારાં લોકોપયોગી તથા જ્ઞાન ચારિત્ર્યને વધારનારાં ચોપડી ચોપાનીયાં તે તે વર્ષના ચાતુર્માસમાં તેમજ અન્ય અનુકુળ સમયે ફેલાવાતાં રહેશે.

આ ખાતે મોકલાતી દરેક રકમ સાથે "જ્ઞાનયજ્ઞ કોષ માટે" એટલું અવસ્ય જણાવવું. મ. ઓ. દ્વારા મોકલનારને તો ટપાલ રસ્તે તેની પાવતી મળે છેજ. કાર્યાલયમાં વ્યવસ્થાપકને આપનારને રૂબરૂમાંજ પાવતી મળશે.

એ ઉપરાન્ત આ કોષની આવક તથા ખર્ચનો હિસાબ વિવિધ ગ્રંથમાળા દ્વારા નિકળશે; તેમાં પણ મદદની દરેક રકમ તે આપનારના નામ સાથે જણાવાશેજ.

આ કોષમાં આર્થિક સહાય આપનારા જે સજ્જનો, આ યોજના દ્વારા નીકળતાં ચોપડી ચોપાનીયાં ફેલાવવાનું કાર્ય પણ બજાવી શકે તેમ હશે; તેઓની તેવી સહાય પણ ધન્યવાદની સાથે લેવામાં આવશે: અને કમમાં કમ તેમણે આપેલી રકમમાંથી

તૈયાર થઇ શકે એટલી પુસ્તિકાઓ તો ખુશીની સાથે ફેલાવવા સારૂ તેમને મોકલી અપાશે.

આ "[illegible] કોષ" માં રૂા. ૧૦૦) અથવા તેથી વધુ રકમ મોકલનારની જે ઇચ્છા હશે અને તે ઇચ્છા પ્રથમથીજ જણાવી હશે; તો તેટલા દ્રવ્યવડે તૈયાર થનારી પુસ્તિકાઓના મુખપૃષ્ઠ ઉપર " અમુક તરફથી અમુક પ્રસંગ યા વ્યક્તિના સ્મરણમાં સદુપયોગાર્થે ભેટ " કે એવું કાંઇ છપાવવું હશે તો તે છાપી શકાશે; અને એવું છપાયથી પ્રતોમાંથી સ્વહસ્તે વહેંચવા સારૂ માગેલી પ્રતો આપતાં જે કાંઇ વધી હશે; તો તે અત્ર તરફથી બીજાઓ દ્વારા વહેંચાશે.

આ પ્રમાણે આ યોજના ઉદાર સજ્જનોને પોતાના ધન ઉપરાંત ઇચ્છા હોય તો તનમનનો પણ સદુપયોગ કરવા આવાહન કરે છે.

આર્ય ઋષિમુનિઓએ લોકસેવાદ્વારા આત્મહિત સધાવનારાં જે અનેકવિધ યજ્ઞદાનાદિ ઉપદેશ્યાં છે; તેમાં જ્ઞાનદાનને સર્વથી વધારે મહત્ત્વ આપીને તેને "બ્રહ્મદાન" કહ્યું છે.

પરમ વંદનીય શ્રીજ્ઞાનેશ્વર મહારાજ જ્ઞાનેશ્વરીમાં કહે છે કે,–" જે કોઇ પુસ્તકના નિમિત્તથી ગીતા બીજાઓને આપે છે, તે માણસ, લોકોને માટે આ સંસાર રૂપી બજારમાં મોક્ષ સુખનું સદાવ્રતજ ખોલે છે......ગીતા રૂપી માતા અને મનુષ્યો રૂપી બાળક છૂટાં ભટકે છે, તેમનો મેળાપ કરાવી આપવો, એ સજ્જનોનો ધર્મ છે."

ભૂત માત્રના સદાના સહાયક અને પરમ આધાર સ્વરૂપ પરમાત્મદેવની અપાર લોકહિતાવહતામાં તનમનધન વડે નિમિત્તભૂત બનવામાં જે અહોભાગ્ય રહેલું છે; તે વાતને સમજી શકનારા તેમજ નહિ સમજી શકનારા માનવબંધુઓ પ્રત્યે આથી વધારે લંબાણ અનાવશ્યક સમજી ॐ **तत् सत्**. વૈશાખ માસ–વિ. સં. ૧૯૭૯.

**'મંત્રી' સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,–અમદાવાદ અને મુંબઇ.**

વિવિધ વિષયનાં ઉત્તમ પુસ્તકો પૂરાં પાડનારી, આખા હિંદમાં સર્વથી સસ્તી અને ૧૩ વર્ષથી ૫૦૦૦ પ્રતમાં નીકળતી

# વિવિધ ગ્રંથમાળ

## દરવર્ષે પૃષ્ઠ ૧૫૦૦ નાં વિવિધ વિષયનાં ઉત્તમ પુસ્તકો માત્ર રૂ ૩ાા માં મળે છે.

## પાકાં પૂઠાં સાથે ૪ાા, પો૦માફ.

૧—ચાલુ ૧૯૭૮ નાં પૃષ્ઠ ૧૫૦૦ નાં પુસ્તકો—ટુંકી વાર્તાઓ ભાગ ૭ મો—તૈયાર છે. ગાંધીજીના ગુરૂ કાઉન્ટ ટૉલ્સ્ટૉય—છપાય છે. પછી બીજાં છપાશે.

૨—વર્ષમાં કોઈ પણ વખતે ગ્રાહક થવા છતાં વર્ષની શરૂથીજ પુસ્તકો અપાઇ લવાજમ પણ શરૂથીજ લેવાય છે. વર્ષ વીતેથી પો. જુદું લેવાય છે.

૩—કેટલાક આ માળાનું પુસ્તક મહિને મહિને મળવાનું સમજે છે; પણ તેવું ન હોતાં વર્ષ દિવસમાં થઇને ૧૫૦૦ પૃષ્ઠનાં જે ત્રણથી ચાર પુસ્તકો નીકળે છે; તે દરેક તૈયાર થાય તેમ તેમજ મોકલાય છે.

૪—આ માળા ઉપરાંત આ સંસ્થા તરફથી બીજા પણ જે નાના મોટા ગ્રંથો નીકળે છે, તેની ખબર આ " વિવિધ ગ્રંથમાળા " નાં પુસ્તકોમાં અપાય છે અને તે તરતમાં મંગાવનારને ખાસ કિફાયતથી અપાય છે.

## એ માળાના આગલાં વર્ષોના સેટ.

સંવત ૧૯૭૫નાં ચાર પુસ્તક—( પૃષ્ઠ ૧૫૦૦, મૂલ્ય રૂ. ૨) શ્રીરામકૃષ્ણ કથામૃત, સુબોધક નીતિકથા, આગળ ધસો, ટુંકી વાર્તાઓ ભાગ ૫ મો.

સંવત ૧૯૭૬નાં ત્રણ પુસ્તક—(પૃષ્ઠ ૧૫૦૦, મૂલ્ય રૂ. ૨ાા) સ્વામી વિવેકાનંદ ભાગ ૬–૭ મો, ભાગ્યના સૃષ્ટાઓ, ટુંકી વાર્તાઓ ભાગ ૬ ઠ્ઠો.

આ દરેક આગલા સેટનું પોષ્ટેજ વી. પી. ખર્ચ આશરે રૂ. ાા થી ૧) જુદું ચડશે. છુટક પુસ્તકો માટે જુઓ આ પછીનાં પૃષ્ઠો.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય { અમદાવાદ અને મુંબઈ નં. ૨**

# તાજાં તૈયાર પુસ્તકો

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો.

| નામ વગેરે | પૃષ્ઠ | મૂલ્ય | પોસ્ટેજ |
|---|---|---|---|
| આગળ ધસો—આગળ વધવાનો ઉત્સાહ આપનારૂં. | ૫૮૪ | ૧) | ૦)≈ |
| ભાગ્યના સૃષ્ટાઓ—પોતાનું ભાગ્ય પોતે બદલનારા માણસો. | ૭૨૦ | ૧॥ | ०। |
| સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ તથા વિચારોના ચમત્કાર. | ૫૫૨ | ૧)≈ | ૦)≈ |
| પ્રભુમય જીવન—ઉચ્ચ વિચારોની સાદી રીતે સમજુત. | ૨૧૬ | ०॥ | ०)≈ |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન—મહાત્મા ગાંધીજી કૃત. | ૧૨૮ | ०।≈ | ०)− |
| સ્વર્ગનાં રત્નો—પદ્મીયાર કૃત ભક્તિ માર્ગના દાખલાઓ. | ૩૮૬ | ૧) | ०। |

## ઉત્તમ ધાર્મિક પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| સ્વામી રામતીર્થના સદુપદેશ—છુટા ભાગ ૫, ૬, ૭, | ૮૦૦ | ૧॥− | ०।≈ |
| સ્વામી વિવેકાનંદનું સવિસ્તર ઉત્તમ જીવનચરિત્ર. | ૭૪૪ | ૨) | ०।− |
| શ્રી રામકૃષ્ણ કથામૃત—ગ્રંથ ૨ જો ... ... ... | ૪૧૬ | ०॥≈ | ०)≈ |
| સ્વામી વિવેકાનંદના સદુપદેશ—ભાગ ૧ લો ... | ૨૯૦ | ०।≈ | ०)≈ |
| સ્વામી વિવેકાનંદના સદુપદેશ—ભાગ ૨ જો ... | ૪૭૦ | ०॥ | ०)≈ |
| સ્વામી વિવેકાનંદના સદુપદેશ—ભાગ ૬—૭ મો | ૪૨૦ | ૧) | ०)≈ |
| સ્વામી વિવેકાનંદના સદુપદેશ—ભાગ ૮ મો ... | ૫૮૪ | ૧॥ | ०। |

## ભગવદ્ગીતાઓ અને પંચરત્ન ગીતાઓ

| | | | | |
|---|---|---|---|---|
| ભગવદ્ગીતા—ગુજરાતી સરલ ટીકા સહિત— | ०।≈ | ,, | ०॥ | ०)≈ |
| ,, મરાઠી સુબોધ ટીકા સહિત— | ०।≈ | ,, | ०॥ | માફ. |
| ,, હિન્દી સરલ ટીકા સહિત— | ०।≈ | ,, | ०॥ | ,, |
| ભગવદ્ગીતા—મૂલમાત્ર—નાના અક્ષરમાં ગુટકો સાદું | ०)≈ | પૂઠું. | | ,, |
| ,, ,, મધ્યમ અક્ષરમાં મજબુત પૂઠું | ०।− | પાકું પૂઠું | ०।≈ | ,, |
| ,, ,, મોટા અક્ષરમાં | ०॥≈ | ,, | ०॥॥≈ | ,, |
| પંચરત્નગીતા—મૂલમાત્ર—નાના અક્ષરમાં | ०।− | ,, | ०।≈ | ,, |
| ,, ,, મધ્યમ અક્ષરમાં | ०॥ | ,, | ०॥≈ | ,, |
| ,, ,, મોટા અક્ષરમાં | ०॥॥≈ | ,, | ૧)≈ | ,, |

ગીતાનો ૧૮ મો અધ્યાય—ત્રણેમાંની કોઇપણ ટીકા સાથે ०)०॥, ૧૦ ના ૩ ०।

**છબીઓ** { ૧—ભગવાનની, ૨—વ્યાસ તથા ગણેશની, ૩—બહાદુર સવદમનની, દરેકનું કદ ૭×૧૦, મૂલ્ય ०)− પ્રત ૧૦ ના ०॥

# બોધદાયક અસરકારક વાર્તાઓ

| નામ વગેરે | પૃષ્ઠ | મૂલ્ય | પોસ્ટેજ |
|---|---|---|---|
| ટુંકી વાર્તાઓ—ભાગ ૩ જો—૨૩ સાંસારિક વાતો. | ૨૨૪ | ૦॥ | ૦)= |
| ટુંકી વાર્તાઓ—ભાગ ૫ મો—૨૮ સાંસારિક વાતો. | ૩૦૪ | ૦॥= | ૦)= |
| ટુંકી વાર્તાઓ—ભાગ ૬ ઠ્ઠો—બોધપ્રદ ૨૭ વાતો. | ૩૬૦ | ૦॥। | ૦)= |
| ટુંકી વાર્તાઓ—ભાગ ૭ મો—ગુલિસ્તાન સાથે | ૩૫૦ | ૧। | ૦)= |

## ખાસ બાળકો માટે

| | | | |
|---|---|---|---|
| સદ્‌ગુણી બાળકો—૬૯ ઉમદા સાચા બનાવોનો સંગ્રહ. | ૧૨૮ | ૦।- | ૦)- |
| બાળ સદ્‌બોધ—વાર્તાઓ રૂપે ધાર્મિક શિક્ષણ. | ૧૧૨ | ૦।૦॥ | ૦)- |
| બાળકોની વાતો—રસિક વાતચિત રૂપે ૨૧ પાઠ. | ૯૬ | ૦। | ૦)- |
| સુબોધક નીતિકથા—૧૫૩ બોધદાયક નાની વાતો. | ૨૧૬ | ૦।= | ૦)= |
| દુઃખમાં વિદ્યાભ્યાસ— અનેક અસરકારક દ્રષ્ટાંતો. | ૯૦ | ૦। | ૦)- |

## પદ-ભજન

| | | | |
|---|---|---|---|
| મનહર પદ ... ... ... | ૧૮૦ | ౹॥ | ૦)- |
| વૈરાગ્ય બોધ કાવ્ય ... ... ... | ૧૧૨ | ૦। | ૦)- |
| છોટાલાલ પદબોધની ... ... ... | ૧૨૮ | ૦। | ૦)- |

## જીવન ચરિત્રો

| | | | |
|---|---|---|---|
| સ્વામી વિવેકાનંદનું સંપૂર્ણ ઉત્તમ ચરિત્ર | ૭૪૪ | ૨) | ૦।- |
| મહાન અલેકઝાંડર (સિકંદર) ... ... | ૨૮૮ | ૦॥= | ૦)= |
| થિયોડર પારકર ... ... ... | ૨૬૪ | ૦॥ | ૦)= |
| ના. શહેનશાહ અને શહેનશાહ બાનુ ... | ૧૩૨ | ૦)= | ૦)- |

## મંગાવનારને ખાસ સૂચના

૧—પોસ્ટેજ માફ ના લખ્યું હોય તે દરેકનું અલગ સમજવું. ૨—એ ઉપરાંત રજીષ્ટર તથા મ. ઓ. ખર્ચ પણ રૂ ૧ થી ૧૦ સુધીને માટે ચ.ર આના જુદું લાગે છે. ૩—બહારથી મંગાવનારે અમદાવાદજ લખવું. ૪— મંગાવ્યા પૈકી જે પુસ્તક ન આવે તે ખલાસ થએલું સમજવું. ૫—રૂ. ૧) થી ઓછાનાં પુસ્તક મંગાવનારે મ. ઓ. કે ટીકીટજ મોકલવી. ૬—પુરૂં મૂલ્ય તથા વધારાના પેકીંગ ઇ૦ બદલ ૦। પ્રથમથીજ- મોકલીને પાંચ દશ રૂા. નાં સામટાં પુસ્તકાદિ રેલરસ્તે મંગાવનારને ખર્ચ બહુ ઓછો આવશે. ૭— એક સાથે રૂ) ૨૫ અથવા વધુનાં પુસ્તકાદિ લેનારને કમીશન પણ મળશે. ૮—બહારનાં પુસ્તકો લાવીને મોકલાશે નહિ.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

**અમદાવાદમાં**—ત્રણદરવાજા બહાર, નદીને રસ્તે, સેશન કોર્ટ પાસે.
**મુંબઈમાં**—કાલબાદેવી રોડ, હાથી બિલ્ડીંગ, ત્રીજે માળ, સવારે ૭ થી ૧૦